

ડૉ. કુમારપાળ પરમાર
અમદાવાદ

# સિહોરની સાત શેરી શિવમંદિરના અવશેષો

ભાવનગર જિલ્લામાં આવેલું સિહોર જે પ્રાચીનકાળમાં સિંહપુર તરીકે ઓળખાતું વલભી (હાલનું વલભીપુર)માં મૈત્રકસત્તા જેનો સમય ઈ.સ.૪૬૮ થી ઈ.સ.૭૮૮, નું સમકાલીન પ્રાચીન શહેર છે. તેની સાક્ષી પુરતા અહિં તેના ખંડેરો, મકાનોના પાયા તથા સ્થાપત્યો મુખ્ય છે. આ અવશેષોમાં જુના સિહોરમાં એક ડુંગર ઉપર આવેલ સાતશેરીનો ચોરો એક અગત્યનો સ્થાપત્ય પુરાવશેષ છે.

પોતાની જુની રાજધાની સિહોરની પ્રાચીનતાથી આકર્ષાઈને ભાવનગર રાજ્યના મહારાજા સાહેબ ભાવસિંહજીએ તારીખ ૩૦-૧૨-૧૯૧૫ના ઠરાવથી સિહોરની પ્રાચીન હકીકતોને એકત્રિત કરવાનું કામ દેવશંકર ભટ્ટને સોંપ્યું. દેવશંકરએ અત્યંત મહેનત, ખંતથી આ કામ પુરુ કરીને તારીખ ૨૦મી એપ્રિલ ૧૯૧૯માં મહારાજા સાહેબના જન્મોત્સવ પ્રસંગે સિહોરની હકીકત નામે પુસ્તક તેમને સુપ્રત કર્યું. લખાયેલા આ પુસ્તકને આજે ૧૦૩ વર્ષ પુરા થયા! જો કે આ પુસ્તક છપાયું તો ૧૯૨૮માં.

*ઘરના મંદિરની સાચી દિશા ઉત્તર-પૂર્વ દિશા છે, તે ભૂલથી પણ દક્ષિણ દિશામાં ન બનાવવું જોઈએ. જો મંદિરનું મુખ દક્ષિણ તરફ હોય તો ધનહાનિ થવાની સંભાવના રહે છે.*
*હિન્દુ વાસ્તુશાસ્ત્ર*



હવે પ્રાચીનકાળના મંદિરોના અનેક પ્રકારો છે. મંદિરમાં જ્યાં મૂર્તિ સ્થાપિત હોય છે તે ભાગને ગર્ભગૃહ તથા તેના દ્વાર સાથે ઊભા રહીને દર્શન કરવા માટેના ભાગને સભામંડપ કહેવાય છે. ગર્ભગૃહ તથા સભામંડપને જોડતા ભાગને અંતરાળ કહે છે. મંદિર ઉપર એક મુખ્ય શિખર હોય છે તેની આજુ બાજુ નાની દેરીઓ જેવા લઘુ શિખરો હોય છે તેને શૃંગારિકાઓ કહેવામાં આવે છે. મુખ્ય શિખર તથા શૃંગારિકાઓથી આખું શિખર બને છે. મુખ્ય શિખરની ઉપર આરાવાળા ચક્રાકાર પૈડા જેવુ શિલ્પ હોય છે જેને આમળક કહેવામાં આવે છે અને તેની ઉપર કળશ હોય છે. ઘણીવાર શૃંગારિકાઓને સ્થંભિકાવાળા ગોખ, તેની ઉપર મુખ્ય શિખરની જેમ છાધ્ય તથા આમળક અને કળશ હોય છે. નાની દેરી જેવી આવી શૃંગારિકાઓમાં ઘણીવાર મૂર્તિ પણ હોય છે. માત્ર ગર્ભગૃહવાળા મંદિરને એકાંગી મંદિર કહેવામાં આવે છે. કોઈપણ કાળના આવા મંદિરો સમચોરસ હોય છે. જેમાં માત્ર ગર્ભગૃહ, દ્વાર, પ્રદક્ષિણા પથ અને શિખર જ હોય છે.

શિવ તો નિરાકાર છે, પરંતુ જ્યારે તેને પ્રગટ થવું હોય ત્યારે તે પ્રકાશના સ્થંભ તરીકે પ્રગટ થાય છે. આવા શિવસ્થંભોને થાળુ હોતું નથી. હવે, સાત શેરીના ડુંગરની ટોચ ઉપર ઘડેલા પત્થરથી બનાવેલો એક ઓટલો છે. તેની ઉપર મંદિરની રચના કરવામાં આવેલી છે. આ મંદિર સમચોરસ છે. તેની લંબાઈ 1714 ફૂટ તથા પહોળાઈ પણ 1714 ફૂટ છે. ચાર ખૂણે ચાર સ્થંભો તથા વચ્ચે પણ ચાર ચાર સ્થંભોની હારો છે. બધા સ્થંભોની ઊંચાઈ 6 ફૂટની છે. કુંભી પર મુકેલા આ સ્થંભો શરૂઆતમાં ચોરસ અને મધ્યમાં ગોળાકાર છે. સ્થંભોના ઉપરના ભાગે ચાર પાંખિયાવાળી શિરાવરી છે જેની ઉપર મંદિરને ઢાંકવા મોટી શિલા મુકીને તેની ઉપર શિખરની રચના કરવામાં આવી છે. આ સ્થાપત્યની વચ્ચે છીંછો ગોળાકાર નાનો ખાડો છે. બીજું, ડુંગરની સાંઢિયાધારની બાજુના મધ્યભાગે નાની-મોટી બે દેરીઓ પડેલી છે. તે મુખ્ય શિખરની શૃંગારિકાઓ છે. આ સ્થંભિકાઓવાળી શૃંગારિકાઓ લંબચોરસને ગોખ છે. જેને મુખ્ય મંદિરના શિખરની જેમ છાધ્ય અને તેની ઉપર આમળક તથા કળશ છે. એક દેરી ઉપર આંકડા લખેલા છે. બીજું, પ્રકાશક મુનીકુમાર ભટ્ટ નોંધે છે કે આ સ્થાનની આજુબાજુ ચોતરફ આ ઈમારતના જુદા-જુદા પત્થરો વિરવિખેર પડેલા છે. જે નિઃશંક આ મંદિરના આવષેશો છે. મોડાસામાં પણ મંદિરના આવા જ ભગ્નાવશેષો છે.




સાતશેરીના બધા પુરાવશેષોને તપાસતા સ્પષ્ટ જણાય છે કે સાતશેરી બ્રાહ્મણોનો ચોરો નથી પરંતુ હકીકતે તે તુટેલા એક સમચોરસ એકાંગી શિવમંદિરનો ભાગ છે. વચ્ચે જે ગોળાકાર ખાડો છે તેમાં શિવસ્થંભ સ્થાપિત કરેલો હોવો જોઈએ. વચ્ચેના જે સ્થંભો મંદિરના ગર્ભગૃહની દિવાલો તથા શિખર માટેના છે. જ્યારે બહારના સ્થંભો મંદિરની બહારની દિવાલો માટેના છે. આ બે દિવાલોની વચ્ચેનો ભાગ પ્રદક્ષિણા માર્ગનો છે. મંદિરનું મુખ્ય શિખર તથા તેની પ્રતિકૃતિ જેવી નાની શૃંગારિકાથી બાંધેલુ હશે. તેમજ શિખરની ઉપર આમળક તથા કળશ હશે જ. ચોરાની નીચે જે નાની દેરીઓ મળેલી છે તે આ મંદિરના શિખરની શૃંગારિકાઓ છે. આમ, આ શિવમંદિર માત્ર ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ અને દ્વારનું બનેલું છે. બીજુ, આ કાળના શિવમંદિરો પૂર્વાભિમુખ કે પશ્ચિમાભિમુખ હોય છે.

બીજું, હાલના સાતશેરીનો ચોરો, તેની શૃંગારિકાઓ, સ્થંભો વગેરેને તપાસતા આ મંદિર સોલંકીકાળ જેનો સમય ઈ.સ.૯૪૨ થી ઈ.સ.૧૩૦૪નો છે તેના શરૂઆતના કાળમાં બંધાયું હશે. સંભવ છે કે મૈત્રકકાળ જેનો સમય ઈ.સ.૪૬૮ થી ઈ.સ.૭૮૮ છે તેનો અંતકાળનું પણ હોઈ શકે.

વલભીના અંત માટે ત્રણ મત જોવા મળે છે, ધરતીકંપ, ઘેલો નદીના મુખની ખાડી પુરાઈ જવાથી, દરિયાઈ વ્યાપારનો અંત અને આરબોના આક્રમણો. સાત શેરીની આજુ બાજુ શિખરની જે શૃંગારિકાઓ અને અન્ય અવશેષો પડેલા છે તે સ્પષ્ટ દર્શાવે છે કે આ શિવમંરિનો નાથ આક્રમણથી થયેલો છે. જો વ્યવસ્થિત સ્થળ તપાસ કરવામાં આવે તો મુખ્ય શિખરના અન્ય ભાગો, મંદિરની દિવાલો, દ્વારશાખ તેમજ શિવસ્થંભ પણ મળી આવવાની પુરી શક્યતાઓ છે. વલભીમાં મૈત્રકસત્તા ઈ.સ.૪૬૮ થી ૭૮૮ સુધી હતી. આ સમય દરમિયાન મૈત્રક રાજાઓએ સિંહપુરના બ્રાહ્મણોને ભૂમિદાન આપ્યાના તામ્રપત્રો મળે છે. જે દર્શાવે છે કે સોલંકી મહારાજ સિદ્ધરાજે બહારથી બ્રાહ્મણોને બોલાવીને અહિં વસાવ્યા તે પહેલાં પણ અહિં બ્રાહ્મણો વસતા હતા ત્યારે પણ સિહોર-બ્રાહ્મણોનું જ ગામ ગણાતું હતું.

છેલ્લે આજથી ૧૦૬ વર્ષ પહેલા દેવશંકર વ્રજલાલ ભટ્ટે સિહોરની હકીકત જેવું પુસ્તક લખ્યુ તે માટે તે નમનને પાત્ર છે. જ્યારે દસ વર્ષ પછી મુનીકુમાર ભટ્ટે તેનું સંસ્કરણ કરીને પ્રકાશિત કર્યું તે માટે તે ધન્યવાદને પાત્ર ઠરે છે. બાકી સોનાના મૂલ્યનું આ પુસ્તક ક્યાંય ખોવાઈ ગયું હોત.

## સાતશેરીનો ચોરો - સિહોર



## ૯મી સદીના પ્રાચીન મંદિરના ભગ્નાવષેશો - મોડાસા

Kumarpal.parmar@yahoo.com

Image Source : Web/Internet